# વિદ્યાર્થી વાંચનમાળા



# મુંબઇ

લેખક

સોમભાઇ પટેલ

શ્રેણી નવમી ૧૮-૧૯૮

સર્વ હક્ક સ્વાધીન • ૧૯૩૯ • મૂલ્ય સવા આનો

સંપાદક: ધીરજલાલ ટોકરશી શાહ

# મુંબઈ



સાચે જ મુંબઈ મનોહર છે. જીવનમાં એક વેળા તો જોવા જેવું છે.

હિંદના પ્રવેશદ્વાર તરીકે મુંબઇ દુનિયાભરમાં જાણીતું છે. બ્રિટિશ સામ્રાજ્યનાં શહેરોમાં એનો નંબર બીજો આવે છે. અનેક દૃષ્ટિએ હિંદમાં એનું સ્થાન પ્રથમ છે.

એની વિશાળતા અને એની આસપાસનાં કુદરતી દૃશ્યો, એનાં વેપારઉદ્યોગ અને એને અંગે ઊભાં થયેલાં વિપુલ સાધનો, એનાં જાહેર-સ્થળો અને ત્યાં દેખા દેતી એની પંચરંગી પ્રજા; એ બધું એકસામટું હિંદના બીજા કોઈ પણ શહેરમાં આપણને જોવા-જાણવાનું નથી મળતું.

આપણને આજે દેખાતું મુંબઇ કેવી રીતે વૃદ્ધિ પામ્યું હશે એ જાણવાનું સહેજે મન થાય છે. એનો ઇતિહાસ શો હશે, એ સાંભળવાની પણ ઈચ્છા થાય છે.

હજારો વર્ષ જૂનો મુંબઇનો ઇતિહાસ છે. ઐતિહાસિક શોધકોએ જાહેર કર્યું છે કે, ખ્રિસ્ત યુગની ય પહેલાં મુંબઇનું અસ્તિત્વ હતું. કેવલ અને સાલસેટની ભૂમિમાં આજસુધી દટાઇ રહેલાં સાધનો અને સિક્કાઓ ઇતિહાસ–સંશોધકોએ બહાર આણ્યાં ત્યારે જ આપણને એ વાત જાણવાની મળી. આર્યોના અને બેબીલોનના ઇતિહાસ જેટલો મુંબઇનો ઇતિહાસ પણ જૂનો છે એની પ્રતીતિ આપણને ત્યારે જ થઇ. ગ્રીક ઇતિહાસમાં મુંબઇ અંગે નોંધ છે અને મહાન મુસાફર મેગેસ્થિનિસે પણ એના વિષે ઉલ્લેખ કર્યો છે. અને એ વાતને સરસ રીતે પુરવાર કરવા માટે તો મુંબઇ અને એની આસપાસ ધારાપુરી, જોગેશ્વરી, કેનેરી, કાર્લા, મરોલ વગેરે સ્થળે આજના દિવસ સુધી ઊભેલી બ્રાહ્મણ અને બૌદ્ધ ધર્મની ગુફાઓ એક વખત જોવી જોઇએ.

હિંદમાં રાષ્ટ્રકુટોના અમલ સમયે મુંબઈ હયાતિ ભોગવતું હશે એ તે વખતના સિક્કાઓ

પરથી જાણી શકાય છે. મૌર્ય, ચાલુક્ય અને પુલકેશી રાજાઓના અમલ વખતે પણ એ જાણીતું હશે. સાલસેટ બંદરેથી ઇ. સ. પૂર્વે ચોથી સદીમાં મેસોપોટેમિયા સાથે વેપાર ચાલતો હતો. એ તો દફતરે નોંધાયેલી વાત છે.

પણ ૧૨૬૦ની સાલથી મુંબઇ વધુ જાણીતું થયું. દેવગિરિનો રાજા ભીમદેવ પ્રથમ વાર મુંબઇ આવ્યો અને મહિકાવતી નગર વસાવ્યું. મહિકાવતી તે અત્યારનું માહિમ. એ રાજાએ મહિકાવતીમાં એક મહેલ, પોતાનાં કુળદેવી પ્રભાવતીનું મંદિર અને ન્યાયમંદિર બંધાવ્યાં. ૧૩૪૮ની સાલમાં સાલસેટ અને મહિકાવતી ગુજરાતના સુલતાને લઇ લીધાં અને ઠેઠ ૧૫૩૪ ની સાલ સુધી મુસલમાન સુલતાનોના કબજામાં રહ્યું.

૧૪૯૮ની સાલમાં વાસ્કો ડી ગામા આવ્યો. ત્યારથી પોર્ટુગીઝ લોકોએ હિંદ તરફ નજર ઠેરવી. ૧૫૧૦માં પોર્ટુગીઝોએ ગોવા લીધું અને ત્યાં પોતાનું થાણું જમાવ્યું. ૧૫૩૪ની સાલમાં એમણે ગુજરાતના સુલતાન બહાદુરશાહ પાસેથી વસાઇ લઇ લીધું અને એ રીતે મુંબઇ પોર્ટુગીઝોના હાથમાં ગયું. પોર્ટુગીઝોની તલવારની

છાયા તળે ઇશુખ્રિસ્તનો ક્રોસ લઇ પાદરીઓ પણ એ જ સમયે હિંદમાં દાખલ થયા. એમણે કળે અને બળે માત્ર થોડા જ સમયમાં લગભગ દશ-હજાર કાળા ખ્રિસ્તિઓ ઊભા કર્યા.

મુંબઇના સાત ટાપુઓનું સ્થાન જોઈ અંગ્રેજોને એ પોતાના કબજામાં લેવાનું મન થયું. ઇસ્ટ ઇન્ડિયા કંપનીના સૂત્રધારોએ પોતાના ગવર્નરોને વારંવાર આ ટાપુઓ લઇ લેવા માટે જણાવ્યું, પણ એટલામાં પોર્ટુગલના રાજાએ પોતાની દીકરી કેથેરાઈનને ઈંગ્લાંડના રાજા ચાર્લ્સ બીજા સાથે પરણાવી. લગ્નની પહેરામણીમાં પોર્ટુગલના રાજાએ મુંબઈ અંગ્રેજોને સોંપ્યું. ૧૬૬૫ના ફેબ્રુઆરિની ૧૮ મી તારીખે હંફ્રી કુક નામના માણસે રાજાને નામે મુંબઇનો કબજો લીધો.

૧૬૬૮ ની સાલમાં કંપની સરકારે વાર્ષિક દશ પૌંડના ભાડે મુંબઈના ટાપુઓ પોતાને હસ્તક લીધા. ત્યારથી ધીમે ધીમે મુંબઇ વધતું ગયું.

મુંબઈની ખીલવણીમાં કેટલાંક વર્ષો યાદગાર છે. પરદેશી વેપારી પેઢીઓએ પોતપોતાના અંગત સ્વાર્થ માટે અંદર અંદર કજીયા કર્યા અને એ સિવાય મોગલોએ અને મરાઠાઓએ પણ અંગ્રેજો

પાસેથી મુંબઈના ટાપુઓ પડાવી લેવાના પ્રયત્નો કર્યા, પણ અંતે અંગ્રેજોનો વિજય થયો.

૧૭૧૪ ની સાલમાં કસ્ટમ હાઉસ બંધાયું. ૧૭૩૬ થી ૧૭૬૫ સુધીમાં ડૉકસ બાંધવાનું કામ ચાલ્યું. ૧૮૫૦ ની સાલ સુધીમાં તો મુંબઈમાં બધા મળીને સાત ડોકસ બંધાયા. ૧૮૨૭ માં ટંકશાળનું મકાન બંધાયું. ૧૮૩૦ માં બોરઘાટ રસ્તો ખુલ્લો મુકાયો. ૧૮૩૩ માં ટાઉનહૉલ બંધાયો. ૧૮૩૮ માં મુંબઇ અને ઇંગ્લેંડ વચ્ચે ટપાલ વ્યવહાર શરૂ થયો. ૧૮૪૦ માં બેન્ક ઑફ બોમ્બે શરૂ થઇ. ૧૮૪૫ માં ગ્રાન્ટ મેડિકલ કૉલેજ અને જે. જે. હોસ્પીટલ અસ્તિત્વમાં આવી. ૧૮૫૩ માં જી. આઇ. પી. રેલ્વેએ થાણા સુધી ગાડી દોડાવી. ૧૮૫૫ માં પી. એન્ડ ઓ. કંપનીની પખવાડિક જળસફરો શરૂ થઈ અને ૧૮૫૭ માં ઍલાયન્સ સ્પીનીંગ અને વીવીંગ કંપનીએ પહેલવહેલી મીલ ઊભી કરી.

૧૮૫૭ ના બળવા પછી ૧૮૫૮ માં બ્રિટીશ સરકારે કંપની પાસેથી હિંદનો કારભાર પોતાના હાથમાં લીધો. એ જ સાલમાં મુંબઈની યુનિવર્સિટી શરૂ થઇ.

પણ ૧૮૬૦ ની સાલ મુંબઇની ખીલવણીમાં ખૂબ યાદગાર રહેશે. અમેરિકાના આંતર વિગ્રહને પરિણામે હિંદમાં વેપાર ઉદ્યોગનું પ્રથમ મથક મનાવા લાગ્યું. ત્યારપછીનાં વીસ વર્ષોમાં મુંબઇ ખૂબ ખીલી ઊઠયું. મુંબઇનાં મોટાં મોટાં મકાનો, ડૉકયાર્ડ, દીવાદાંડીઓ, એલ્ફીસ્ટન સર્કલ, વિહાર તળાવ, ગેસ કંપની, રેકલેમેશન યોજના વગેરે એ વર્ષો દરમિયાન ઊભાં થયાં. ૧૮૬૫માં ક્રાફર્ડ માર્કેટ બંધાઈ. ૧૮૬૬ માં ઇંગ્લેંડ સાથે તારવ્યવહાર શરૂ થયો. ૧૮૬૭માં મુંબઇ મ્યુનિસિપાલિટિ થઇ અને જી. આઇ. પી. રેલ્વે કંપનીએ કર્નાક, મસ્જીદ અને એલ્ફીસ્ટન પુલો બાંધ્યા. એજ અરસામાં મહાલક્ષ્મી, તારદેવ, બેલાસીસ, કલેર અને ફોરાસ રોડ બંધાયા. ૧૮૭૨ માં ગ્રાન્ટ રોડ શરૂ થયો. ૧૮૭૩ માં મ્યુનિસિપલ કોરપોરેશન અને બોમ્બે પોર્ટ ટ્રસ્ટ શરૂ થયાં. ૧૮૮૭ માં વિકટોરિયા જ્યુબિલિ ટેકનીકલ ઇન્સ્ટીટયુટ અને ૧૮૯૨ માં તાનસા સરોવર બંધાયાં.

૧૮૯૬ ની સાલમાં પ્લેગ શરૂ થયો અને હજારો માણસો એના ભોગ થઇ પડયા. પરિણામે મુંબઈની જનસુખાકારી અર્થે કેટલાક ઉપાયો

લેવાયા અને મુંબઈની બાંધણીમાં પણ પલટો આવ્યો. બોમ્બે ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ એ અરસામાં ઊભું થયું અને ૧૯૧૮ની સાલ સુધીમાં લગભગ ૯૬૩ લાખ રૂપિયા ખર્ચી મુંબઈનાં રૂપરંગ બદલી નાખ્યાં.

૧૯૦૫માં મર્હુમ શહેનશાહ પાંચમા જ્યોર્જે પાટવી કુંવર તરીકે હિન્દની મુલાકાત લીધી. એમના માનમાં 'પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ' બંધાયું અને ૧૯૧૧માં શહેનશાહ તરીકે હિંદમાં આવ્યા ત્યારે 'ગેટ વે ઑફ ઇન્ડિયા' નો દરવાજો બંધાયો.

મહાન યુરોપીય વિગ્રહ દરમિયાન હિંદના પ્રવેશદ્વાર તરીકે મુંબઇએ પોતાનું સ્થાન સાચવ્યું હતું. દહાડે દહાડે વધતા જતા વેપાર ઉદ્યોગ અને મુંબઇના કુદરતી સ્થાનને લીધે છેલ્લાં વર્ષોમાં તો એની બાંધણીમાં ખૂબ વધારો થઇ રહ્યો છે. દશ વર્ષ પહેલાં જે મુંબઈ હતું તેમાં અત્યારે તો ખૂબ નવા નવા ફેરફારો કોઇ પણ મુસાફરને જણાયા સિવાય ન રહે.

આટલી ઐતિહાસિક વિગતો જાણી લીધા પછી આપણે મુંબઇમાં એકાદ લટાર મારી લઇએ.

એક દૃષ્ટિએ જોતાં મુંબઈ ખૂબ ધનાઢ્ય,

સુખી, ધંધારોજગારમાં ખૂબ આગળ પડતું અને જાહોજલાલીથી ભરપુર શહેર દેખાય છે. બીજી દૃષ્ટિએ એ હિંદની અસહ્ય ગરીબાઈનાં દર્શન પણ કરાવે છે. દહાડે દહાડે એની વધતી જતી વસતીનો મોટો ભાગ ગરીબાઇ અને ભૂખમરામાં સબડયા કરે છે, એ તો જ્યારે 'ગણ્યા ગણાય નહિ' એટલા બધા જીવોને રાતના મુંબઇના ફૂટપાથ પર પડેલા જોઇએ ત્યારે જ જણાય! મુંબઈના ખર્ચાળ જીવનને લીધે નોકરી કરતો મોટો વર્ગ પણ એ જ સ્થિતિ અનુભવે છે. અસંખ્ય મજૂરો, ફેરિયાઓ અને બેકારોની સ્થિતિ ખુલ્લી આંખે ફરતા કોઈ પણ માણસને કમકમાં ઉપજાવે એવી હોય છે. એટલે એ બંને દૃષ્ટિએ મુંબઇમાં ડોકિયું કરીએ તો જ મુંબઇનો સાચો ખ્યાલ આવી શકે.

'ગેટ વે ઑફ ઇન્ડિયા' થી એપોલો બંદર રોડ તરફ જતાં 'રોયલ બોમ્બે યાટ કલબ' જમણી બાજુએ અને 'તાજમહાલ હોટલ' અને 'ગ્રીન્સ રેસ્ટોરાં' ડાબી બાજુએ પહેલાંમાં પહેલાં દેખા દે છે. આગળ 'ધારાસભાગૃહ' અને 'પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ' તથા 'સર કાવસજી જહાંગીર હૉલ' અને 'રોયલ ઇન્સ્ટિટયુટ ઑફ સાયન્સ'નાં ભવ્ય મકાનો ખડાં છે. એ

મકાનોની વચમાં 'વિલિંગ્ડન ફાઉન્ટન' ધ્યાન ખેંચે છે. હિંદી અને યુરોપીય વેપારી પેઢીઓનાં ઊંચાં ઊંચાં મકાનોને ગણાવવા બેસીએ તો પાર પણ ન આવે, એટલે 'એલ્ફિન્સ્ટન કૉલેજ'ને જોઈ આગળ જતાં 'યુનિવર્સિટી'ના મકાન આગળ થોભીએ. એમાં આવેલાં 'રાજાબાઈ ટાવર', 'યુનિવર્સિટિ લાયબ્રેરી' અને 'સેનેટ હૉલ' જોઇ આગળ જતાં 'પબ્લીક વર્કસ સેક્રેટરિયેટ' અને 'ફ્લોરા ફાઉન્ટન' આવે છે. ત્યાંથી સીધા 'વિક્ટોરિયા ટર્મીનસ' સ્ટેશન પાસે અવાય. એ સ્ટેશનેથી જી. આઈ. પી. રેલ્વેની ગાડીઓ દોડે છે. એની બાંધણી અને વિશાળતા સુંદર લાગ્યા સિવાય નથી રહેતાં. સ્ટેશનથી બહાર નીકળતાં 'કોરપોરેશન'નું મકાન અને એની પાસે સર ફિરોજશાહ મહેતાનું પૂતળું આપણને નજરે પડે છે. આગળ જતાં 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'નું પ્રેસ, 'સર જે. જે. સ્કૂલ ઑફ આર્ટ,' અને 'ક્રાફર્ડ માર્કેટ' જોઇ કર્નાક રોડ તરફ ડાબી બાજુએ વળતાં 'જી. ટી. હૉસ્પીટલ' 'સેંટ ઝેવિયર્સ હાઇસ્કૂલ' અને 'સ્મૉલ કૉઝીઝ કોર્ટ' નાં મકાનો આવે છે. 'ધોબી તલાવ'નું સ્થળ વટાવી આગળ વધતાં 'એલ્ફીસ્ટન

હાઇસ્કૂલ,' 'સેંટ ઝેવિયર્સ કોલેજ' અને 'કામા હોસ્પીટલ'નાં મકાનો એક બાજુ દેખાય છે, જ્યારે એની સામે 'આઝાદ મેદાન'ને નામે સુપ્રસિદ્ધ થયેલું 'એસ્પ્લેનેડ મેદાન' છે. મેદાનની છેવટે હિંદના પ્રથમ પહેલા ઉદ્યોગવીર 'સર જમસેદજી તાતા'નું પૂતળું ખડું છે. ત્યાંથી 'વૉડબી રોડ' તરફ જતાં 'ટેલિગ્રાફ ઑફિસ' અને 'બોમ્બે જીમખાના' આવે છે. 'વોડબી રોડ' ત્યાં પૂરો થાય છે અને 'એસ્પ્લેનેડ રોડ' પર રાણી વિક્ટોરીયાનું પૂતળું દેખાય છે. ત્યાંથી આગળ 'મેયો રોડ' પર જતાં એક બાજુ 'ઓવલ' નામનું મેદાન અને બીજી બાજુ 'હાઈકોર્ટ'નું મકાન નજરે પડે છે.

'ગેટવે ઑફ ઇન્ડિયા'થી એપોલો સ્ટ્રીટ ઓળંગી 'ઓલ્ડ કસ્ટમ હાઉસરોડ' તરફ જતાં 'એલ્ફિન્સ્ટન સર્કલ' 'ટાઉન હૉલ' અને એની પાછળ 'બોમ્બે કેસલ' આવ્યાં છે. બાજુમાં ટંકશાળનું મકાન પણ દેખાય છે. ત્યાંથી 'બેલાર્ડ એસ્ટેટ' તરફ જતાં 'પોર્ટ ટ્રસ્ટ' અને 'ન્યુ કસ્ટમ હાઉસ' આવે છે. 'બેલાર્ડ પિયર' જોઇ આગળ જતાં 'એલેકઝાંડ્રા ડૉક' 'વિક્ટોરિયા ડૉક' અને 'પ્રિન્સેસ ડૉક' આવે છે. ત્યાંથી 'જનરલ પોસ્ટ

ઑફિસ જોઈ ક્રુકશેંક રોડ વટાવી 'કાલબાદેવી રોડ' જતાં હનુમાન અને મુંબાદેવીનાં મંદિરો જોઇ પાયધુની તરફ થઇ ભીંડી બજાર જવાય છે. ત્યાં આગળ 'ગ્રાન્ટ મેડિકલ કોલેજ' અને 'જે. જે. હોસ્પીપલ' જોવા જેવાં છે. ત્યાંથી આગળ ને આગળ ભાયખલાનો પૂલ વટાવી પેલી બાજુ ' રાણી બાગ' અને 'મ્યુઝીયમ' જોવાં જોઇએ. ત્યાંથી 'કિંગ એડવર્ડ મેમોરિયલ હોસ્પીટલ' જઇ શકાય. આગળ જતાં 'હાફ્કીન લેબોરેટરી' જોઈ 'કીંગ્સ સર્કલ'થી પાછા વળતાં માટુંગા રોડ પર 'વિકટોરિયા ટેકનીકલ ઇન્સ્ટીટયુટ' દેખાય છે. ત્યાંથી સીવરી રોડ, રે રોડ અને ફ્રિયર રોડ વટાવી 'ગેટ વે' જતાં આ બીજો ચકરાવો પણ પૂરો થાય છે.

'ગેટ વે'થી ત્રીજી વાર મુંબઇ જોવા ઉપડતાં 'ફ્લોરા ફાઉન્ટન'થી ચર્ચગેટ સ્ટેશન તરફ વળીએ. બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેના પાટાની એક બાજુએ કવીન્સ રોડ અને બીજી બાજુ 'મરીન ડ્રાઇવ'ને નામે ખૂબ પ્રખ્યાત બનેલું 'બેક બે' છે. 'મરીન ડ્રાઇવ' પર સાંજના મુંબઇની વસતીનો મોટો ભાગ ફરતો જોવામાં આવે છે. હમણાં હમણાં ત્યાં મકાનો પણ ખૂબ પ્રમાણમાં બંધાતાં

જાય છે. 'ક્વીન્સ રોડ'ને રસ્તે ચાલતાં 'મરીન લાઈન્સ' સ્ટેશનની સામે 'સોનાપુર' આવે છે. ત્યાંથી 'ચર્નીરોડ'નું સ્ટેશન વટાવી આગળ જઈએ તો 'રૉયલ ઓપેરા હાઉસ' આગળ થઈ ચોપાટી ચાલ્યા જવાય. ચોપાટીને અંતે એક રસ્તો વાલકેશ્વર તરફ જાય છે અને બીજો બાબુલનાથ તરફ જાય છે. વાલકેશ્વર તરફ જતાં આગળ રસ્તાના છેડા પર 'ગવર્નમેન્ટ હાઉસ' આવે છે. ત્યાંથી 'બાણગંગા' જોઈ રીજ રોડને રસ્તે જતાં 'હેંગીંગ ગાર્ડન' આવે છે. 'હેંગીંગ ગાર્ડન'ની નીચે પાણીની ટાંકીઓ છે. જેમાંથી મુંબઈના મોટા ભાગને પાણી મળી રહે છે. એ જ રસ્તા પર પારસીઓનું દોખમું આવે છે. રીજ રોડ પૂરો થતાં તોપખાના તરફ જવાય છે. વચમાં 'નેપિયન સી રોડ' તરફ ડોકિયું કરતાં ખાસ કરીને મુંબઈના ધનાઢ્યોના બંગલા દેખાય છે. 'તોપખાના' અથવા તો 'બીચ કેન્ડી' પસાર કરી આગળ જતાં 'મહાલક્ષ્મી'નું મંદિર આવે છે. ત્યાં નવરાત્રિમાં મેળો ભરાય છે. આગળ ને આગળ ચાલતાં 'રેસ કોર્સ' અને મીલોનો વિસ્તાર આવે છે. ત્યાંથી 'વરલી'ની નવી ચોપાટી જોઈ મહાલક્ષ્મી સ્ટેશનેથી બામ્બે સેન્ટ્રલ સ્ટેશને ઊતરી

પડીએ અને 'લેમિંગ્ટન રોડ' તરફ વળીએ. મોટે ભાગે મધ્યમ વર્ગના લોકોની વસતી ત્યાં દેખાય છે. ત્યાંથી 'સેન્ડહર્સ્ટ બ્રીજ' આગળથી ગીરગામને રસ્તે ધોબી તળાવ થઇ ' ગેટ વે ' ચાલ્યા જવાય છે.

આ ત્રણ મુસાફરીઓમાં મુંબઇનો મોટો ભાગ જોઇ લીધા પછી ચર્ચ ગેટ સ્ટેશનેથી બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેની વીજળીથી ચાલતી ગાડીઓમાં પરાંમાં જવાય છે. ખાસ કરીને દાદર, માહિમ, માટુંગા, ખાર, વાંદરા, શાન્તાક્રુઝ, વિલેપાર્લે, અંધેરી, જોગેશ્વરી, બોરીવલી; એ બધાં પરાંમાં છેલ્લાં છેલ્લાં વર્ષોમાં ખૂબ પ્રગતિ થઇ રહી છે. શાંતાક્રુઝ કે વિલેપાર્લેથી જુહુ તરફ જવાય છે. વિમાની મથક તરીકે એ ખૂબ જાણીતું બન્યું છે. સાંજના વખતે ઘણાં માણસો જુહુને કિનારે ફરવા નીકળે છે. ખાસ કરીને ઉનાળાની ઋતુમાં કેટલાંય કુટુંબો ત્યાં નાળિયેરીની વાડીઓમાં ઝૂંપડીઓ, તંબૂ કે નાનાં નાનાં મકાનોમાં રહે છે.

જી. આઇ. પી. રેલ્વેના મુખ્ય સ્ટેશન વિક્ટોરિયા ટર્મીનસથી વીજળીની ગાડીમાં ઠેઠ પુના સુધી જવાય છે. પણ આપણે તો મુંબઈ

વિષે વાત કરીએ છીએ એટલે શરૂઆતનાં થોડાં સ્ટેશનો તો ખાસ કરીને વેપાર અર્થે જ શરૂ થયાં એમ લાગે છે. આગળ ભાયખલા, થાણા કે ઘાટકોપર જેવાં સ્થળોએ સારી જેવી વસતી છે. થાણામાં ગાંડા માણસોને રાખવા માટેની હોસ્પીટલ અને જેલ છે.

મુંબઈની ધમાલમાંથી થોડો આરામ લેવા ઘણાં માણસો રજાને દહાડે મુંબઇની બહાર ચાલ્યાં જાય છે. એની આસપાસ અસંખ્ય કુદરતી સ્થળો આવ્યાં છે. નાની મોટી અનેક ટેકરીઓ પર હરહમેશ દેખાતી લીલોતરી સાચે જ આંખને ઠારે છે. ઘોડબંદર, તાનસા, વિહાર જેવાં સ્થળોએ મુંબઈના ધમાલિયા જીવનમાંથી જરાક શાંતિ મળે છે. જોગેશ્વરીની ગુફાઓ પણ ખાસ જોવા જેવી છે. કેટલાંક જણ જુહુથી આગળ ને આગળ ‘વરસોવા’ કે ‘મરવા’ તરફ પણ સહેલગાહે ઊપડે છે.

‘ગેટ વે ઓફ ઇન્ડિયા’થી કેટલીય નાની મોટી હોડીઓ અને સ્ટીમ લોંચ પણ ઊપડે છે. ચાંદનીમાં કે સાંજના સમયે ઘણા લોકો એમાં નાની નાની સફરો કરે છે. ત્યાંથી સામે દેખાતા

ખડકો તરફ ફરવા જવાની ખૂબ મજા પડે છે. ખાસ કરીને તો ધારાપુરીની કે એલિફન્ટાની ગુફાઓ ખૂબ જોવા જેવી છે. એ ગુફાઓમાં આવેલી ત્રિમૂર્તિની મૂર્તિ ખૂબ રળિયામણી છે.

મુંબઇ બીજી અનેક રીતે ઉપયોગી શહેર પણ છે. એનાં વેપાર ઉદ્યોગ અને હુન્નરો ઉપ-રાંત આખાય હિંદુસ્તાનને સાંકળતી રેલ્વેઓ પણ અહીંથી શરૂ થાય છે. એ સિવાય દુનિયાના કોઇ પણ દેશમાં જવા માટે સ્ટીમરો પણ અહીંનાં બંદરેથી ઊપડે છે. માલની આયાત નિકાસ પણ મોટે ભાગે આ સ્થાનેથી જ થાય છે.

મુંબઇમાં એક જગ્યાએથી બીજી જગ્યાએ જવા માટે વીજળીની ગાડીઓ ઉપરાંત ટ્રામ, બસ, ટેક્સી અને વિક્ટોરિયાઓ ફરે છે. ટ્રામનો દર બે પૈસાથી છ પૈસા સુધીનો. બસનો એક આનાથી શરૂ થતો, ટેક્સીનો માઇલે ચાર અને છ આનાનો અને વિક્ટોરિયાનો મોટે ભાગે અરસ પરસનો સગવડિયો દર હોય છે.

ટેલિફોનની વ્યવસ્થા પણ અહીં ખૂબ પ્રચ-લિત છે. હજારોની સંખ્યામાં મુંબઇમાં ટેલિફોન વપરાય છે. એ સિવાય રેડિયો, નાટ્ય અને

સિનેમાગૃહોની સંખ્યા પણ સારા પ્રમાણમાં છે.

મુંબઇની વસતી લગભગ પંદર લાખ માણુ-સોની છે. એમાં હિંદુસ્તાનના એકેએક પ્રાંતોમાંથી તથા દુનિયાના એકેએક દેશમાંથી આવીને વસેલાં માણસો છે. દુનિયામાં એકેય ધર્મ એવો નથી કે જેના અનુયાયીઓ અહીં ન વસતા હોય. મુંબઇનો પહેરવેશ અને એની ભાષા, એના રીતરિવાજો અને રૂઢિયો, એના ધાર્મિક તહેવારો અને સામાજિક ઉત્સવો જોતાં આપણને અવનવાં દર્શન થાય છે.

માત્ર થોડા દશકા પહેલાનું મુંબઇ અને અત્યારના મુંબઇમાં આપણને ખૂબ પલટો થયેલો દેખાય છે. થોડા માછીમારો, કોળીઓ અને સામાન્ય માણસોની મુંબઇના સાત ટાપુઓ પર આવેલી ઝૂંપડીઓ અને અત્યારે દેખા દેતાં ઊંચાં ઊંચાં પથ્થરનાં ને સિમેન્ટનાં આલિશાન મકાનો વચ્ચેનો સમય ખૂબ રોમાંચક છે. ત્યારે આપણને સહેજે પ્રશ્ન થાય છે કે એની આવતી કાલ કેવી હશે?



## ચોથી શ્રેણી

૬૧ શ્રી ગજાનન
૬૨ શ્રી કાર્તિકેય
૬૩ ચંદ્રહાસ
૬૪ ભક્ત સુધન્વા
૬૫ શ્રીહર્ષ
૬૬ રસકવિ જગન્નાથ
૬૭ ભક્ત નામદેવ
૬૮ શ્રીહેમચંદ્રાચાર્ય
૬૯ છત્રપતિ શિવાજી
૭૦ સમર્થ સ્વામી રામદાસ
૭૧ ચાંદબીબી
૭૨ ગુરુ નાનક
૭૩ મહાત્મા કબીર
૭૪ ગૌરાંગ મહાપ્રભુ
૭૫ લાલા લજપતરાય
૭૬ શ્રી ચિત્તરંજનદાસ
૭૭ શ્રી ત્રિભુવનદાસ ગજ્જર
૭૮ શ્રી સુરેન્દ્રનાથ બેનરજી
૭૯ શ્રી વિજયધર્મસૂરિ
૮૦ બાબુ રાજેન્દ્રપ્રસાદ

## પાંચમી શ્રેણી

૮૧ પાર્વતી
૮૨ શ્રી શંકરાચાર્ય
૮૩ શ્રીમદ્‌વલ્લભાચાર્ય
૮૪ શ્રી માધવાચાર્ય
૮૫ શ્રી રામાનુજાચાર્ય
૮૬ મહારાજા કુમારપાળ
૮૭ ગુરુ ગોવિંદસિંહ
૮૮ રણજીતસિંહ
૮૯ લક્ષ્મીબાઈ
૯૦ શ્રી કેશવચંદ્રસેન
૯૧ શ્રી ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર
૯૨ મહાદેવ ગોવિંદ રાનડે
૯૩ દાદાભાઈનવરોજી
૯૪ શ્રી ગોપાલકૃષ્ણ ગોખલે
૯૫ સ્વામીશ્રદ્ધાનંદજી
૯૬ શ્રી ગોવર્ધનરામ
૯૭ શ્રી જવાહરલાલ નેહરુ
૯૮ સુભાષચંદ્ર બોઝ
૯૯ શ્રી સેનગુપ્તા
૧૦૦ તારામંડળ

## છઠ્ઠી શ્રેણી

૧૦૧ મહાદેવી સીતા
૧૦૨ નાગાર્જુન
૧૦૩ કર્મદેવી અને મેવાડની વીરાંગનાઓ
૧૦૪ વીર વનરાજ
૧૦૫ હૈદરઅલી
૧૦૬ મહાકવિ પ્રેમાનંદ
૧૦૭ સર ટી. માધવરાવ
૧૦૮ જામ રણજીત
૧૦૯ ઝંડુભટ્ટજી
૧૧૦ શિલ્પી કરમારકર
૧૧૧ કવિ દલપતરામ
૧૧૨ સ્વ. હાજીમહમ્મદ
૧૧૩ વીર લધાભા
૧૧૪ સૌંદર્યધામકાશ્મીર
૧૧૫ નૈનિતાલ
૧૧૬ ગિરનાર
૧૧૭ દ્વારકા
૧૧૮ પાટનગર દિલ્હી
૧૧૯ મૈસુર
૧૨૦ તાજમહાલ

## સાતમી શ્રેણી

૧૨૧ શ્રી ઋષભદેવ
૧૨૨ ગોરક્ષનાથ
૧૨૩ વીર કુણાલ
૧૨૪ અકબરશાહ
૧૨૫ મહામંત્રી મુંજાલ
૧૨૬ કવિ દયારામ
૧૨૭ જય કૃષ્ણ ઈંદ્રજી
૧૨૮ શ્રી સયાજીરાવ ગાયકવાડ
૧૨૯ મહાવીરપ્રસાદ દ્વિવેદી
૧૩૦ મહાકવિ નાનાલાલ
૧૩૧ પ્રો. રામમૂર્તિ
૧૩૨ અબદુલગફારખાન
૧૩૩ સોરઠી સંતો
૧૩૪ નેપાલ
૧૩૫ મહાબળેશ્વર
૧૩૬ અમરનાથ
૧૩૭ બદરીકેદારનાથ
૧૩૮ કલકત્તા
૧૩૯ પાટણ
૧૪૦ અનુપમ ઈલુરા

# વિદ્યાર્થી વાંચનમાળા

## આઠમી શ્રેણી

૧૪૧ ગુરુ દત્તાત્રેય
૧૪૨ ઉદયન–વત્સરાજ
૧૪૩ મહાત્મા આનંદઘન
૧૪૪ વસ્તુપાળ-તેજપાળ
૧૪૫ શામળભટ્ટ
૧૪૬ કવિ નર્મદ
૧૪૭ વીર સાવરકર
૧૪૮ જમશેદજી ટાટા
૧૪૯ કવિ કલાપી
૧૫૦ પ્રો.સી.વી. રામન
૧૫૧ શાહ સોદાગર જમાલ
૧૫૨ શિલોંગ
૧૫૩ શ્રીમતી કસ્તુરબા
૧૫૪ દાર્જીલીંગ
૧૫૫ ઉટાકામંડ
૧૫૬ જગન્નાથપુરી
૧૫૭ કાશી
૧૫૮ જયપુર
૧૫૯ હૈદ્રાબાદ
૧૬૦ કાવેરીના જળધોધ

## નવમી શ્રેણી

૧૬૧ સંત જ્ઞાનદેવ
૧૬૨ શ્રીસિદ્ધસેનદિવાકર
૧૬૩ ઉપા.યશોવિજયજી
૧૬૪ વીર બાલાજી
૧૬૫ નાના ફડનવીસ
૧૬૬ શ્રી.દ્વિજેન્દ્રલાલરોય
૧૬૭ રાજારામમોહનરાય
૧૬૮ શ્રી અમૃતલાલ ઠક્કર
૧૬૯ પં. વિષ્ણુ દિગંબર
૧૭૦ શ્રીરામાનંદ ચેટરજી
૧૭૧ પં. ભગવાનલાલ ઇંદ્રજી
૧૭૨ ડૉ. પ્રફુલ્લચંદ્ર રોય
૧૭૩ મૌ. અબુલ કલામ આઝાદ
૧૭૪ શ્રી. રાજગોપાલાચારી
૧૭૫ પાવાગઢ
૧૭૬ રામેશ્વર
૧૭૭ તારંગા
૧૭૮ મુંબઇ
૧૭૯ આબુ
૧૮૦ અજંતાની ગુફાઓ

## દસમી શ્રેણી

૧૮૧ શ્રી એકનાથ
૧૮૨ હજરત મહં પયગમ્બર
૧૮૩ અશો જરથુ
૧૮૪ મહારાણી ર બ્યાબાઇ
૧૮૫ શ્રી અવનીંદ્રનાથ ઠાકુર
૧૮૬ શ્રી રમેશચંદ્ર દ
૧૮૭ શ્રી ગૌરીશંકર ઓઝા
૧૮૮ શ્રી કૃષ્ણમૂર્તિ
૧૮૯ સંતકવિ પઢિયાર
૧૯૦ ચિત્રકાર રવિવમ
૧૯૧ ડૉ. અન્સારી
૧૯૨ હિંદના અદ્ભુત યોગીઓ
૧૯૩ આબુ
૧૯૪ શત્રુંજય
૧૯૫ ગોમટેશ્વર
૧૯૬ અમદાવાદ
૧૯૭ લખનૌ
૧૯૮ વડોદરા
૧૯૯ ગીરનાં જંગલો
૨૦૦ શ્રેણી ને સંખ્યા

મુદ્રક અને પ્રકાશકઃ—ધીરજલાલ ટોકરશી શાહ,
જ્યોતિ મુદ્રણાલય, પાનકોર નાકા, જુમ્મા મસ્જીદ સામે–અમદાવાદ